ओ३म्

# આસૂરી માયા.

## નાટકનાં ગાયનો.

"શ્રી દેશી નાટક સમાજ" માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર,


ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

ઠે૦ કાલબાદેવી. પ્રાન્સેસ થીએટર-મુંબઇ.



આવૃતિ ૨ જી.          પ્રત ૫૦૦૦.

સંવત ૧૯૭૪          સને ૧૯૧૮

ભગવાનલાલ ત્રિભુવને છાપ્યું,

સુબોધિની પ્રિન્ટીંગ પ્રેસ, ૩૦૫, બજારગેટ ફોર્ટ, મુંબઇ

કિંમત રૂ. ૦-૩-૦ (ત્રણ આના)

# અસૂરી માયા !

## નાટકનો સંક્ષિપ્ત સાર.



### અંક ૧ લો.

મંગળાચરણઃ—વસ્તુ સુચન.

પ્ર. ૧ લો—સ્થળ-કૈલાસ-શીવજયંતી, વિષ્ણુ બ્રહ્મા આદિ દેવોનો સમાજ, આનંદોત્સવ. અપ્સરાઓ દ્વારા નૃત્ય ગીતથી બજાવેલી સેવાપર શીવે પ્રસન્ન થઇ ઇન્દ્રને વર માગવા કહેવું. ઇન્દ્રે આસુર વિનાશ અને પાતાળનું રાજ્ય વરદાનમાં માગવું, શીવે એવી ઇર્ષાળુ મતિ તજી ઇન્દ્રને હક્કદારનો હક નહીં છીનવી લેવા સદ્બોધ કરવો! સર્વે દેવોની શિખામણ છતાં પણ ઇન્દ્રે દુરાગ્રહથી તેજ વરદાન માગવુ. શિવે તેથી કોપિત થઇ ઇન્દ્રને ઇર્ષાળુપણાનો દંડ દેવા અને ગર્વ હરણ કરવા પોતાના પ્રસ્વેદનું ટીપું કમંડલમાં નાંખી એક મહાબળી અસુર ઉત્પન્ન કરવો! સભામાં હાહાકાર! કમંડલ માંહેલા પ્રસ્વેદના ટીપામાંથી અંડ ઉત્પન્ન થવું! અંડવૃદ્ધિગત થતાં તેને સમુદ્રમાં નાંખવું (સીન ટ્રાન્સફર) સમુદ્રમાં નાંખેલા અંડનું ફાટવું, તેમાંથી મહાકાય ભયંકરવ્યકિત અસુરીમાયા જાલંધરનું પ્રગટ થવું! જાલંધરની

ગર્જના દેવોમાં ત્રાસ ! સમુદ્રનું ખળભળી ઉઠવું. જળજંતુઓનું તરફડી બહાર નીકળવું. સમુદ્રદેવનું સ્વદેહે ગભરાટમાં પ્રગટ થવું.

ટેબ્લો !

પ્ર. ૨ જો—સ્થળ–મથુરા– રસ્તો—દુનિયાને ઠગવા ગુણિકા નવરંગીનું અમીરજાદીના વેશમાં આવવું. પોતાનો ઇરાદો જાહેર કરવો. એકાએક દિલ્હીના મકબાજભાંડ કનાઇનું સ્હામેથી આવવું બન્નેના યુક્તિ પ્રયુક્તિથી દ્રવ્ય પ્રાપ્ત કરવા સંબંધી વિચાર, નવરંગીને ઠગવા માટે કનાઇનું વેશ બદલો કરવા જવું. કનાઇનું એક ભડુની નોકર સાથે સોદાગર બનીને આવવું. ઢોંગસોંગ પૂર્વક કનાઇ અને નવરંગીનો મેળાપ. અચાનક નવરંગીના યાર સહેલાણીનું નોકર નટખટ સાથે આવવું પોતાની રખાતનું કપટચરિત્ર જોઇ તેને તથા કનાઇને નસીહત કરવા માટે યુકિત સાધવા જવું કનાઇ અને નવરંગીનું સ્વાર્થી પ્રેમબંધન !

પ્ર. ૩ જો—સ્થળ-મથુરા ઉદ્યાન વૃંદાકુમારી સાહેલીઓ સાથે વિનોદ અર્થે બાગ વર્ણન કરે છે. પતિ વિષય. સાહેલીઓ અને વૃંદા વચ્ચે રકઝક વૃંદાની 'જગત્‌પતિ એજ પતિ !' એવી ભાવના, અચાનક જાલંધરનું ત્રીલોક જીતવા અર્થે નીકળતાં ત્યાં આવવું. વૃંદાએ પરપુરૂષ ધારી અટકાવવો, સેનાપતીને બોલાવવા દાસીને-હુકમ. જાલંધરનું વૃંદાને શાન્તવન, પ્રથમ પ્રેમ મંત્રનું દીગદર્શન, સેનાપતીનું આવવું, બન્નેની રક ઝક યુધ્ધ, જાલંધરની અપુર્વ વીરતાની પ્રસન્નતામાં મુગ્ધ વૃંદા ટેબ્લો.

પ્રવેશ ચોથો—સરદાર તથા રાજાની વાતચીત, એકા એક ગભરાટમાં સેનાપતીનું આવવું, જાલંધરની ફ્રીયાદ, જાલંધરનું આગમન, અપુર્વ બલ ધારી વ્યકિતના તેજ, પ્રભાવમાં મયાવશ, નૃપતીની પ્રસન્નતા, પુત્રી વૃંદાનો હાથને મથુરાના રાજ્ય મુકટનું દાન, હસ્તમેળાપ, રાજા વગેરેનું જવું, સખીઓને વૃંદાનો પ્રેમમસ્ત હાસ્યવિનોદ.

પ્રવેશ પાંચમો—વૈકુંઠમાં લક્ષ્મિ, સાવિત્રી, પાર્વતી સચી તથા સરસ્વતીનો હાસ્યવિનોદ સતીત્વપણા તકરાર વિષ્ણુનું આગમન, સતીઓને શાન્તવન, પાર્વતી વગેરેનું જવું, લક્ષ્મિ વિષ્ણુનો આનંદ, નારદ આગમન, જાલંધરના ખબર, ઈંદ્રનુ વિષ્નુની સહાય અર્થે આવવું, સર્વગામી સમર્થ વિષ્નુ હમેશાં દેવોનાજ પક્ષમાં છે, એમ કહી ઇન્દ્રનો પક્ષ કબુલ કરવો, શંકર આવી અસુર પક્ષ ગ્રહણ કરવા વિષ્ણુને આગ્રહ, વિષ્ણુ દેવપક્ષમાં દ્રઢ રહેવા સંકલ્પ શીવ વિષ્ણુમાં ચકમક, ઇન્દ્ર ઉપર ક્રોધીત શંકરની ઈંદ્રનો ભક્ષ કરી નાશ કરવા, ભુતગણોને આજ્ઞા વિષ્ણુનું શાન્તવન ટેબ્લો.

પ્ર. ૬ ઠો—સ્થળ-મથુરાં રસ્તો-સહેલાની તથા નટખટનું આવવું. કનાઇ તથા નવરંગી ન્હાસી જવાના છે એવું જાણી યુકિત રચવી, કનાઇનું નોકર સાથે આવવુ, નોકરને ખોટો ચેક આપી કનાઇએ ઠગવો. સહેલાણી તથા નટખટે યુકિત પૂર્વક કનાઇને સ્ત્રી વેશ પહેરાવવો. કનાઇનું પોલિસના છટકામાંથી ન્હાસી છૂટવું.

પ્ર. ૭ મો—સ્થળ—મથુરા-દરબાર—જાલંધર પાતાળ અને સ્વર્ગપર ચડાઇ કરવાના ઇરાદામાં ત્યાં. નારદ પ્રેરીત શુક્રાચાર્ય અને રાહુનું આગમન. જાલંધરને દાનવપતિનો મુગટ અર્પણ કરવો. સંગ્રામ કરાવવા સંબંધી ઠરાવ. દેવો સાથે સમુદ્ર મથન વિગેરે વૈરના કારણો જણાવવાં. જાલંધરની યુદ્ધ માટે તૈયારી. વૃંદાએ શિવજીના અમર પ્રભાવવાળી પુષ્પમાળા જાલંધરને આરોપવી. યુદ્ધ પ્રયાણ.

પ્ર. ૮ મો—સ્થળ—મેરૂ પર્વત—ઇન્દ્રપુરી—ઇન્દ્રાસન—ઇન્દ્રની યુધ્ધે ચડી આવતા જાલંધર સ્હામેની તૈયારીઓ, અકસ્માત્ જાલંધરનું ભૂમી માર્ગથી અસુર સેના સાથ આગમન. ઇન્દ્ર સાથે યુદ્ધ, ઇન્દ્રે વિષ્ણુને પોકારવા. વિષ્ણુ અને શિવનું આકાશ માર્ગેથી આવવું- વિષ્ણુ અને શિવની યુદ્ધની આકાંક્ષા પ્રજાપતી બ્રહ્માનું આશ્વાસન ભયમા ઇંદ્ર. ટેબ્લો.

## પ્રથમાંક સમાપ્ત.

---

## અંક બીજો.

પ્ર. ૧ લો—સ્થળ—કૈલાસ એકાન્ત ભૂવન— શીવ, વિષ્ણુ, બ્રહ્મા આદિ દેવો ઇન્દ્ર અને નારદ, યુદ્ધ ચર્ચા. જાલંધરની શીવ ઉપર આસ્થા ન હોવાની શંકા નારદે શિવને ઉપજાવવી યુદ્ધ સમાપ્ત કરવા વિષે બ્રહ્માનું કથન પરાજીત વનવાસી ઇન્દ્રનો

પોકાર ! જાલંધર પોતાનેજ શરણે નથી એવી ખાત્રી થતાં સુધી યુદ્ધથી તટસ્થ રહેવાનું શિવજીનું વચન. વિષ્ણુની જાલંધરને દોષમાં લાવવાના કાર્ય નિમિતે નારદને રવાના થવાની સુચના નારદની નારદ વિદ્યાની શરૂઆત.

પ્ર. ૨ જો—સ્થળ-ઇન્દ્રાસન-સ્વર્ગપતિ થએલ જાળંધરની બડાઇ. નારદ આગમન. વિષ્ણુને પક્ષમાં લેવાથી દેવોનો પક્ષ નિર્બળ થાય એવા હેતુથી વિષ્ણુ સાથે બનેવીનો સબંધ જણાવી જાળંધરને વિષ્ણુને સાધવા જવા નારદે સલાહ આપવી, તે મુજબ જાલંધરે કબુલ થવું. જાલંધરનો દેવોને દંડ દેવા વીચાર સતી વૃંદાનો સદબોધ પોતે મેળવેલાં ત્રીભુવનના અમુલ્ય કીમતી રત્નોનું દીગદર્શન.

પ્ર. ૩ જો—સ્થળ-પ્રયાગ ધર્મશાળા-ધર્મશાળામાં સહેલાણી તથા નટખટ નવરંગીને કપટથી લઇ આવેલ છે તેથી મનમાં નારાજ થયેલી નવરંગીએ ન્હાસી છુટવા માટે યુક્તિથી સહેલાણીનું મન સંપાદન કરવું. આશક સહેલાણીનો નવરંગી સાથે ધર્મશાળામાં રહેવાનો વીચાર ! કનાઇનું ગવૈયાના વેશમાં આવવું. ગાયનમાં ચતુરાઇથી કનાઇએ નવરંગીને પોતે આવેલ છે એમ સુચવવું. સહેલાણીએ કનાઇને ગવૈયા તરીકે નવરંગીને સંગીતનું શિક્ષણ આપવા રોકવો. સહેલાણી અને નટખટ બહાર જતાં કનાઇએ નવરંગી પાસે જાહેર થવું.

પ્ર. ૪ થો—સ્થળ-વૈકુંઠ ભૂવન-વિષ્ણુ પાસે જાળંધરનું આવવું સહાય માગવી. નારદે શિવને જાલંધર બતલાવવો. શિવે

પોતાની પ્રત્યે અનાસ્થા જોવી. જાલંધર પર ક્રોધે ભરાવું, પ્રત્યક્ષ થઇ તિરસ્કાર કરવો. જાલધરે શિવને યુધ્ધમાં ઉતરવા કહેવું તત્કાળ જાલધર સામે વિષ્ણુ તથા શિવનો યુધ્ધારંભ જાલંધરથી હાર પામી શિવ, વિષ્ણુ અને દેવોનું ન્હાસવું.

ટેબ્લો.

પ્ર. ૫ મો—સ્થળ-મેરૂ પર્વત રસ્તો—શિવ વિષ્ણુની હાર થતાંઇન્દ્રનો ગર્વ ખંડિત થવો, ઇન્દ્રની જાલંધરના મૃત્યુનો ઉપાય યોજવા માટે પ્રાર્થના પરાજયના કારણરૂપ વૃંદાના સતીત્વ સબંધી જાણ. શિવ વિષ્ણુએ વૃંદાના સતીત્વનો મહિમા વધારવા નિશ્ચય કરવો પ્રસ્તુત વિષય ગુપ્ત રાખવાનો સંકેત. શિવનું જવું. સંકેત મુજબ લક્ષ્મિજીને જાળધરનું મૃત્યુ જાણવા મોકલવા માટે વિષ્ણુ તથા નારદજીની યુક્તિ વૃંદાના સતીત્વ સબંધે લક્ષ્મિજી તથા નારદજીનો વાદવિવાદ. લક્ષ્મિજીના પક્ષમાં રહી વિષ્ણુએ વૃંદાને ચળાવવા તૈયાર થવું તેના બદલામાં ભોળપણથી લક્ષ્મિજીએ જાલંધરના મૃત્યુનું કારણ મેળવવા જાલંધર પાસે જવા કબુલ થવું.

પ્રવેશ ૬ ઠો—નવરંગીથી નાસીપાસ થયેલા સેલાની તથા નટખટ, કોઇપણ રીતે કનાઇને ધાપ આપી ઠગવા, કનાઇનો વેશ કરવા વીચાર. કનાઇનો બાપ સવાઇ “ દીકરાનો વીયોગી બાપ” નું પાટીયું લગાવી દીકરાની તપાસમાં સેલાનીની ભેટ, જેમતેમ સમજાવી કાઢવો, “દીકરીની વીયોગી મા” ના પાટીયા સાથે નવરંગીની મા મોહસેના સેલાનીના ચકરમાં, સેલાની ધાપ આપી

કનાઇનો વેશ કરવા જવું, નવરંગીની જુદાઇમાં કનાઇને હજુરી, નવરંગીની તપાસ માટે જવું, કનાઇના વેશમાં સેલાનીનું આવવું, કનાઇના વેશમાં આવેલા સેલાનીને કનાઇ સમજી તેની સાથે વાતચીત, એકાએક કનાઇને હજુરીનું આવવું, બે કનાઇ જોઇ નવરંગીનું ગભરાવું, ગાયન.

પ્ર. ૭ મો—સ્થળ-વૈકુંઠ—શિવ અને નારદ સાથે વિષ્ણુ આગમન લક્ષ્મિજીએ જાલંધરના મૃત્યુનું કારણ જણાવવું. વૃંદાને ચળાયમાન કરવી તે, તથા વૃંદા ચળાયમાન ન થાય તો મોહિની સ્વરૂપે માયા સુંદરી નામ ધારણ કરી જાલંધરની પુષ્પ માળા ચોરી નકલી માળા તે બદલે આરોપણ કરવી તે બન્ને કામ વિષ્ણુએ પોતાને શિરે લેવાં, વિષ્ણુની માયા વિશે શિવને સંદેહ. (સીન ટ્રાન્સફર વિષ્ણુએ તત્કાળ અદ્રષ્ય થઇ મોહિની સ્વરુપે પ્રકટ થવું. શિવજી મોહિનીસ્વરૂપ મોહિનીની માયામાં લુબ્ધ વિષ્ણુનું ચતુર્ભુજ સ્વરૂપે પ્રકટ થવું, શિવને ક્ષોભ! નારદ તથા સર્વ દેવ દેવીઓનું હાસ્ય. ટેબ્લો.

# દ્વિતિયાંક સમાપ્ત.

## અંક ૩ જો.

પ્ર. ૧ લો—સ્થળ-મથુરાં-વૃન્દાનું શયનગૃહ—જાલંધરનું અનિષ્ટ સુચક વૃન્દાને સ્વપ્ન, સંશયયુકત થઇ વૃન્દાનો સમરાંગણ પ્રત્યે જવા ઇરાદો, વૃન્દાની માતાનું આગમન માતાની આજ્ઞા લેઇ દાસીસહ વૃન્દાનું પતિને મળવા ગમન.

પ્ર. ૨ જો—સ્થળ-જંગલ-વિષ્ણુ અને નારદ વૃન્દાને ચલિત કરવાની પ્રવૃતિમાં વૃન્દાનું આગમન. વિષ્ણુ નારદે ગુરૂ શિષ્યનો સાધુ વેષ લઇ બેસવું. ચમત્કાર સીંહથી હરીણીનો નાશ વૃન્દા આશ્ચર્ય ચકીત જાલંધરના શબનું પડવું. વૃન્દાની આજીજીથી સાધુ સ્વરૂપ વિષ્ણુએ જાલંધરના શરીરમાં આત્મ પ્રવેશ કરવો. વૃન્દાએ માયાવી જાલંધર સાથે સ્વનગર પ્રત્યે જવું.

પ્ર. ૩ જો-સ્થળ—સમરાંગણ પાસે છાવણી—જાલંધર દાનવો સાથે વિજયના આનંદમાં, (સીન ટ્રાન્સફર) એકાએક હીંચકા પર માયાસુંદરીનું દર્શન, સમક્ષ આવવું. માયાસુંદરીનું પ્રમોત્તેજક ગીત! અપ્સરા નૃત્ય મોહાન્ધ જાલંધર. શુક્રાચાર્યનો સદબોધ! જાલંધર સહ સર્વ દરબારી માયાના પ્રભાવથી બેશુદ્ધ! ખરી પુષ્પમાળા અદ્રષ્ય થવી! તથા નકલી માળા આરોપવી માયા-સુંદરીનું અલોપ થવું! સર્વનું જાગ્રત થવું કરમાયલી પુષ્પ માળાને જોઇ વૃન્દાના શિયળપર શંકા! રણવાદ્યમાં નાદ, અરિ દેવોને યુદ્ધ ક્ષેત્રમાં આવ્યા જાણી જાલંધરનું યુદ્ધ માટે સજ્જ થવું પુષ્પમાળાનો પરિત્યાગ!! શિવ અને વિષ્ણુ પ્રમુખ દેવ સેના અને જાલંધર પ્રમુખ અસુર સેના. બન્ને સેનાનું તુમુલ યુદ્ધ, જાલંધરનું મૃત્યુ અસુરો કેદ. ટેબ્લો.

પ્રવેશ ચોથો—સોદાગરના વેષમાં કનાઇનું નવરંગી સાથે આગમન નવરંગી કનાઇને તેના વતન તથા સાહ્યબીની સબંધી પડપુછ કનાઇના ઊડાઉ જવાબ સેલાની તથા નરખટનું આવવું. એક બીજાની ચરસા ચરસી કનાઇના બાપ સવાઇનું આવવું

કનાઇને દીકરો જાહેર કરવો. કનાઇ જો સવાઇનો દીકરો થાય તો નવરંગી સાથે કરેલા પ્રપંચનુ પોગળ વેરાઇ જાય માટે બાપને ના કબુલ કરવો. આખરે બેમાંથી એક તો દીકરો ખરો તેવા રીતનો ડર બતાવતાં કનાઇનું પોગળ પ્રકાશ નવરંગીને કનાઇના ભાંડસ્વરૂપનું ઓળખાણ વેસ્યા હોઇ અમીર જાદી બનવાના ડોળ કરનારી નવરંગીનું વેસ્યા રૂપમાં પીછાન. દરેકની કપટ બાજીનું સ્પષ્ટી કરણ અંતે નીચ માણસો પ્રપંચથી ઉંચ થવાની આશા રાખે છે પરંતુ આખરે નીચ તે નીચજ રહે છે. ને કરણીના ફળ પ્રમાણેજ બદલો મળે છે. મોહસેના તથા સવાઇના વીચારથી નવરંગીને કનાઇનો હસ્ત મેળાપ. બધાંનું ગાયન.

પ્ર. ૫ મો—સ્થળ–પરસ્તાન–વૃન્દા અને જાલંધર સ્વરૂપે વિષ્ણુ વૃન્દાનો તિરસ્કાર. લગ્ન પૂર્વે વિષ્ણુપર પ્રેમ હોવા સંબંધી જાલંધર રૂપી વિષ્ણુનો પ્રશ્ન. વૃન્દાએ તેની નિર્મળ પ્રેમ લક્ષણા ભક્તિની ભાવના વાળો ઉત્તર આપવો જાલંધરનું શીર આકાશ માર્ગેથી નીચે આવી પડવું. તે જોઇ વૃન્દાને સખેદાશ્ચર્ય, વિષ્ણુપર શંકા, ભેદ ખુલવો. વિષ્ણુને વૃન્દાનો શાપ ! વિષ્ણુનું વૃન્દાને શાન્તવન.

## ( સીન ટ્રાન્સફર )

સમગ્ર સૃષ્ટીના ઉત્પાદક પાલકને, સંહારક મહાન પ્રભુ ઇશ્વર સ્વરૂપના અમોઘ સુખાવીંદમાં જાલંધર રૂપી "અસૂરી માયા" અલોપ થાય છે તેનો સાક્ષાત્કાર. ઇતી શીવોમ.

ૐ શાન્તિ ! ૐ શાન્તિ ! ૐ શાન્તિ !

ઝ૬૨૯

# મુખ્ય પાત્રોનાં નામ.



## પુરૂષ વર્ગ.

શિવ ... .... સંહાર મૂર્તિ તામસ ગુણ પ્રાધાન્ય પરમાત્મા.

ઇંદ્ર ... .... સ્વર્ગ લોકનો રાજા.

વિષ્ણુ ... ... પોષણ સ્વરૂપ સત્વ ગુણ પ્રાધાન્ય પરમાત્મા.

જાલધર ... સમુદ્રમાંથી ઉત્પન્ન થએલો શુરવીર યોધ્ધો (અસૂરી માયા)

બ્રહ્મા ... ... સૃષ્ટિ સરજાવનાર રજોગુણ પ્રાધાન્ય પરમાત્મા.

નારદ ... ... બ્રહ્મતનય બ્રહ્મર્ષી, પરમાત્માનું મન

શુક્રાચાર્ય ... દાનવોના ગુરૂ.

કૌચક ... ... મથુરાનો રાજા અને વૃંદાનો પિતા.

કનાઇ ... ... દીલ્હીનો મશ્કરો ભાંડ.

હજુરી ... ... કનાઇનો ભાડુતી સંગાથી.

સહેલાણી ... એક સખી ગૃહસ્થ અને નવરંગીનો યાર.

નટખટ ...... સહેલાણીનો વફાદાર નોકર.

સવાઇ... ... કનાઇ નો બાપ

# સ્ત્રી વર્ગ.

વૃંન્દા ... ... કોયક રાજાની કન્યા ને જાલંધરની સ્ત્રી.
લલિતા ... .... વૃંદાની સાહેલી.
લક્ષ્મી ... ... વિષ્ણુનાં ધર્મ પત્ની.
પાર્વતી ... શિવનાં ધર્મ પત્ની.
સરસ્વતી ... બ્રહ્મ તનયા.
ઇંદ્રાણી....... ઇંદ્રની પત્ની.
લીલાવતી ... વૃંદાની માતા,
માયાસુંદરી... શિવને છળવા વિષ્ણુએ પ્રગટ કરેલું મોહિની.
સ્વરૂપ.
મોહસેના .... નવરંગીની માં.
નવરંગી ... એક પ્રપંચી નાયકા.

તે સિવાય અપ્સરાઓ, સાહેલીઓ, કાર્તિક સ્વામી સમુદ્ર દેવ, દેવસેના, અસુરસેના, દરબારીઓ, સીપાઈઓ, સેનાપતીઓ, ભૂતગણો વિગેરે વિગેરે.

સ્થળ—કૈલાસ, વૈકુંઠ, મથુરા, પ્રયાગ, બ્રહ્મલોક વિગેરે.



ૐ

# અસૂરી માયા!

## અંક ૧ લો.

### મંગળાચરણ.

સુત્રધાર—

ઓરેમ્ શ્રી હરિ હર પાય લાગું
ભક્તિ ભાવ સાથ જોડી દ્વય હાથ
અભય પ્રદ શરણુ સ્નેહે માગું
આદિ અનાદિ એક સ્વરૂપ સત્‌ચિદ્ આનંદ રૂપ
અંતરયામી અનૂપ ગૌર શ્યામળ સુરૂપ રૂપ આશ કુપ
સુખ કરતા વિઘ્ન હરતા જય વરદા
ત્રિભુવન ભૂપ—

નટીઓ—

હા પ્રબળ સબળ જગ માયા
હે અનિર્વચનીય માયા
તવ ભેદ કોથી ન કળાયા મહંમાયા—
દેવ દનુ માનવ સંસારી રૂષી મુની વૈરાગી તપધારી
ભૂચર ખેચર નભચર સહુ તે તુજ રંગે રંગાયા
વિદ્યા માયા સુખકર સારી અવિદ્યા માયા દુઃખ કરનારી
મુક્તિ બંધન ઉભય મનોરથ માયામાંજ સમાયા—

અપ્સરાઓ— ૧

આલી આવો નાચો ગાઓ મૃદુ સ્વર ભર ભર
રસીક અભિનય સહિત ભાવ વર—
ધન્ય ધન્ય પ્રસંગ આજે પરમ પુનીત
સતી પતિની જયંતી જઇએ વારી બલીહારી
સુખદાઇ વધાઇ જયતિ જયતિ હર—

નવરંગી— ૨

જુઓ બાંકા જોબન વાલી, નવરંગી કુસુમડાલી
હરી હરી પૂલી ફાલી બનીછેલ છોગાળી
ગાલ ગુલાબી હોઠે લાલી વેણી જાણે નાગણ કાલી
હાંરે હું, અલબેલી નાર હાય—
ભ્રમર કટારી નજર શીકારી, લોભાવું હું લક્ષ્મિ ધારી
હાંરે મારી નયનનો માર, હાય—

કનાઇ— ૩

મોટી ગપગોટાળા એક તેનો ચોખ્ખો ચલણી ચેક
નવ-હજુરી—જબરી ગપ ગોટાળા એક, રખે ન હોય
ગોલ્ડન ગેંગ—
સાહેબ તુરત શીકારશે કે વાયદો કરશે ?
કનાઇ— એજી જાઓ ઝટપટ વટાવો તો માલુમ પડશે
હજુરી— વારૂ ત્યારે વટાવવાથી તુરત શું મળશે !
કનાઇ— ઠનનન ઠનઠન (૨) રૂપીઆની રેલમછેલ—

નવ--હજુરી—કહોજી આતે હુંડી પત્રી કે પુંજી રોકડી
કનાઇ— એજી આતો સમજો નેશનલ બેંકની લગડી
નવ--હજુરી—સાહેબ આની નોટો કે ગીનીઓ.કહોને શું મળશે!
કનાઇ— ઠનનન ઠનઠન (૨) રૂપીઆની રેલમછેલ—
સાહેલીઓ— ૪

ગરબો.

પ્રકાશ્યો પુરણ રૂપ શાળી રઢીઆળી રાત
સરસ શરદ શું રૂપાળી બલીહારી
પયરસ રસીક ધવળ ધરણી અલબેલડી
ચમકે શી ચંદ્રીકા નીરાળી—

સાખી

સુઘડ શરદના અમલમાં સંજોગે લે લ્હાણ
વિયોગી વિરહાનળે તલસી ત્યાગે પ્રાણ
રૂડાંશ્વેત શ્વેત અંગરાગ ધારીને શુકલ અભિસારીકા
જતી પ્રીતમ મીલન પ્રેમ ધારી શોધીને વનવાટીકા

સાખી,

સ્થળ સ્થળ શોભા અવનવી રંગ રાગ શ્રૃંગાર
સુખકર શરદ શ્રીમાનનો ગવાય જય જયકાર
ઉડે ઉડે ચકોર ચંદ્ર પ્રેમ ઘેલડું
નહીં લીલા વખાણી જાયરે આજ
ચિત્ત હરી લીધું શર્દ સુંદરીએ—

વૃંદા—　　　　　　　　　૫

સાચા સ્વામી સહુના વિશ્વપતિ
-શ્રી સુંદર શામળીઆ—
અવર સ્વામી તે નશ્વર મીથ્યા—
નામ માત્ર ધરીયાં—
મનથી એજ શ્રીવર વરી હું તો
મનોરથો ફળીયા—

૬

સાહેલીઓ—જરા હસહસ રે ઓ હરખાળી
વૃંદા— આમ અલી શું સતાવો
સાહેલીઓ—દર્દ દીલનું ના દબાવો
વૃંદા— ના શર્મ આવે સખી મારી
રાખો રાખો તમે રાખો લાજ કાંઇ ધારી
સાહેલીઓ—રસીક ભોગી મધુકરલાયક થઇ કુસુમ કળી રૂપાળી
વૃંદા— ભેદભરમ હું જરી નવ જાણું આ શી મજાક તમારી?
સાહેલીઓ—બાળી ભોળી જોજો બાઇ છોડો છોડો આ સફાઇ
વૃંદા— શું વાણી બોલો શરમાળી જાઓ જાઓ અલી
જાઓ તમોથી હારી—

જાલંધર—　　　　　　　૭

કાળનો કાળ વિકાળ હું સિંધુ સુત
ચૌદ બ્રહ્માંડ તાબે બનાવું—

ત્રાડથી દિગગજો ડગમગે થરથરે
હાકમાં હિમગીરિ ખળભળાવું—
સ્વર્ગ પાતાળ કરૂં એક ભુજ દંડથી
ધરણીનું ચક્ર કર પર ચડાવું—

૮

સાહેલીઓ—સલુણાં છો રસિક સુઘડ જાણુ તમે
રસ ભોગીને ખાંતે ખેલાજો
વૃંદા— પ્રીતિ ભકિત શિયળ ધારી બજાવીશ ફરજ મારી
સાહેલીઓ—મોહન મંત્રથી મન લોભાવી નવલ નવલ રસે રીઝાવી
લલિત હાવ ને ભાવ બતાવી પ્રેમનું રાજ જમાવશો
વૃંદા— જાઓ અલી ન બનાવશો પટુતા હવે પતાવશો—
સાહેલીઓ—સંગ ઉમંગથી રંગમાં રહેજો, રસાલી ને રસીયા
રતિપતિને પુરા રીઝાવજો, અમે લેશું રજા
વ્હાલી વ્હેન આવજો, અમને સંભાળજો.
વૃંદા— હા વ્હેન હા—સલુણાં છો.
દેવીઓ—

૯

દેવી દયાળુ કૃપાળુ માયાળુ તુંહી
લક્ષ્મી શ્રી શકિત સાક્ષાત્ આઇ
ઇશ્વરી સહુમાં રહ્યાં છો છાઇ
માયામયી મોહદાયી સગુણ નિર્ગુણ સ્થાઇ
અનંત કળા સ્વરૂપે પ્રગટ છે પ્રભુતાઇ

શ્રુતિ ભગવતી રહી છે ગાઈ
મહતાઈ વરદાઈ વારિ વારિ જાઈ—

વિષ્ણુ— ૧૦

માયા મારી સકલ જગમાં
પ્રસરી રહી જળ સ્થળ નભમાં,
સત્વ રજ તમ વ્યાપક ઘટમાં—
બુદ્ધિ જ્ઞાન અસંમોહ ક્ષમા દમ.
શમ, સુખ, દુઃખ, ઉત્પતિ સત્તા મમ,
ભાવ ભક્તિ સંતોષ ભય અભય,
પ્રગટ કરૂં હું અંતરમાં—

૧૧

લક્ષ્મી—ના છેડો મુજને નટવર નાગર છેલા
હું જાણું છું મનના છો મેલારે—
વિષ્ણુ—અરે હાંરે માનો માન ભરેલાં મદઘેલાં
લક્ષ્મી—અરે જાઓ મીઠા માન બહુએ છે મળેલાં
વિષ્ણુ—છબીલી શાને છણુકેલાં—
લક્ષ્મી—મારા સમ બોલો કાંઈ કુંજવિહારી
અળગાજી રહેજો અલબેલા
પાતળીઆજીને હવે પરિશ્રમ દેવા—
લક્ષ્મીએ સમ છે લીધેલા
રસઘેલા મન મેલા—

નારદ— ૧૨

ભજ નારાયણ, ભજ નારાયણ, નારાયણ ભજ સુંદમતી
અનિત્ય જગતમાં ભજન વીના "નર" તારી શાંન્તિ લેશ નથી–
રાજીવલોચન રમારમણ જય સુર પ્રિય માધવ અસુરઅરી
પુર્ણ કળા પુરૂષોતમ પ્રિતમ, અકળીત લીલા ઇશ કરી—
યશોદા નંદન હે જગવંદન, માધવમુકુંદ મુગટમણી
નાથ નીરંજન, ભવભય ભંજન ભકત ઉધાર્યા અસુર હણી–

કનાઈ— ૧૩

આઇએ મીયાં આઈએ બેટે
પોલીસો—પુરા ફજેતા હુવારે હાય
સહે-નટ—હાથનાં કર્યાં હૈયે વાગ્યાં આતે ઉપજ્યો એવો ન્યાય
કનાઇ— બસ ચુપ ચાલ્યા જાઓ નાહક હલાલ ન થાવો
સહે-નટ—કરી કમાણી થઇ ધુળ ધાણી
પોલીસો—દેખકે બીલ્લુ બન ગયે ઉલ્લુ
કનાઇ— વહેલી થઇ જાઓ વિદાય
સર્વે— દોડો દોડો ચોર જાય—બસ ચુપ

નારદ— ૧૪

પ્રભુને ભજીલ્યો પ્રેમધારીરે હે નરને નારી
માનવ તન નાવે વારી વારી રે હે નરને નારી
જુઠી છે કાયાને જુઠી છે માયા સુત વીત નારી જુઠાં
જુઠડા જગતથીતો અલગ રહીને, શચો ગોવીંદ ગુણ ગાઇરે

શ્રી હરી સાચાનું શરણ ગૃહીને ભાઇ મુકો પડી સહુ માયા
નામ નીરંજન નૌકા ગૃહીને તરી જાઓ સ્હેજે ભવવારીરે૦

વૃંદા— ૧૫

સિધાવો સુભટ સ્વામી હાં રે સ્વામી
શુભ જંગ રંગ જામો જય પામો
સિંહસમ ઘુમી રણમાં વિરવટ દાખો—
પ્રીતમ મમ શકિત તમ સંરક્ષક સરવકાળ
અરપું શીયળ અદ્દભૂત અક્ષય માળ
ફતેહ કરો યશ નામીરે—



# અંક બીજો.

કાર્તિક, નારદ }
આદી દેવો— }

૧૬

જય જય વિશ્વ વિલાસી કૈલાસવાસી કષ્ટ હરો
સ્તુતિ સ્વીકારી સેવક ધારી હે ત્રિપુરારી ક્ષેમ ધરો—
શ્રી વર સાથ હે નાથ સુર સુખ કરી

નારદ— ૧૭

જાઉં ઉંઉંઉં ખટપટ, લટપટ પુરી કરૂં આજ
હું પક્કો બહાદુર બનું નિર્વિવાદ.
પ્રભુ મન નારદ કહાવું......................
અસુર સભામાં આદરૂં, યુક્તિ પુરી આજ,
દેવ અને દાનવ મંહી, ઉપજાવું ઉત્પાત,
પાણીમાંહી આગ લગાવું, નટખટ હું નારદ કહાઉં.
પ્રભુ મન નારદ કહાવું...............................................

અપ્સરાઓ— ૧૮

નાચો હીલ મીલકે સાહેલીયાં સબ
છછી છુમ છા (૩)
અસુર રાજ જય વિજય વધાઇ અતિ મનમેં હરખાઓ
ગીત વાદ્ય અરૂ નૃત્ય તીનોસે સંગીત રાસ રચાયો—
ગીત ગાઓ સુખ પાઓ—

સારે...—છછી છુમ છા (૩)
સૂરજ ચંદ્ર જયોં રાજેન્દ્ર અવિચળ અમલ રહો પ્રિયમાઓ
આનંદ મંગળ સહ અખંડ ઉજવળ કીરતી જયોત જગ છ.ઓ—

વૃંદા— ૧૯

બ્રહ્માંડમાં ઘટઘટમાં પ્રભુ સોઇ રહ્યો છે
અદૃશ્યથી દુનીઆની કૃતિ જોઇ રહ્યો છે
પળ પળની જેને જાણ છે સદા જે જાગતો
સહુ લોકને કરણી તણાં ફળ દેઇ રહ્યો છે
જીવ આ વૃથા મમતા માયામાં મોહી રહો છે—બ્રહ્માંડ
મગરૂર ન થાઓ નવ કરો અધર્મ અનીતિ
કરીને અનુચિત કર્મ અવિચળ કોઇ રહ્યો છે—

નવરંગી— ૨૦

આજ રંગીલે રસીયા દેખે મંચને
દોડ ઝપટ આઇ પ્યાર કરનકો
સીને લાગી અંગીયાં મોરી
ભર ગઇ પસીને—રંગીલે
સાસ નનદીયાં જનમકી બેરન
દુજે નીગોંટી પડોસન અભાગન
હાય દઈ વાસે કહે દી કીસીને-રંગીલે

વિષ્ણુ— ૨૧

ભકત વત્સલ ભગવંત મારૂં નામ
'રહું સદા હું ધર્મને વિવશ સુધારૂં સુરો તણા કમ—

શરણાગતનાં સંકટ કાપું પ્રગટ સખ પરચાઓ આપું
સતત્ ભકિત જગ સ્થીર કરી સ્થાપું
ચિંતન એજ નીશી જામ—

નારદ ૨૨

સરલ છે શાંન્ત રસધારી, સતીવૃંદા પતી પ્યારી
અચલ છે મેરૂ સમનારી, પતીને પ્રાણુથી પ્યારી
લક્ષ્મી-તમે છો બાલ બ્રહ્મચારી, શું જાણો માયા આ મારી
અમો સતીઓની પાસેતે, છે વૃંદા કોણુ બીચારી.
વિષ્નુ—કરો શું હઠ મહારાણી, મુની નારદ મહાજ્ઞાની
કહે તે સત્ય હયો માની, અરે ઓ સુંદરી શાણી.
નારદ—અહલ્યા તારા દ્રૌપદી, અનસુયા સતીનાર.
સર્વ સતીમાં શ્રેષ્ટ તે, જાળંધર પ્રિય નાર.
લક્ષ્મી-અરે એ વાત અભીમાની, મુકો નારદ ગુમાની.
નારદ—સરત છે આ ખરે મારી, સતી વૃંદા સતી નારી.

૨૩

વિષ્ણુ—સદા સુખધામ શ્યામા સદા સુખ ધામ મારાં
રસ ઉદ્દીપન કરનારાં સદા સુખ ધામ મારાં
લક્ષ્મી—માધવ મુકુંદ મારા પ્રાણુથી અધિક પ્યારા
હૃદય બીરાજનારા પ્રાણુથી અધિક પ્યારા—
વિષ્ણુ—દેવી છો દીલ હરનારાં વચનો શાં અમૃત ધારા
જગત્ શૃંગારનારાં રસિકા રમાં રૂપાળાં

કનાઇ સેલાની નવરંગી— } ૨૪
બે નોકરો— }

અરે આ (૩) શું દીસે કેવો ગડબડ ગોટો.
પરણી ગયો મારો બેટો.
જાણે મસ્તાની ઘેટો.
અરે કોણ કનાઇસાચો,
ઉભો આ તારો બાપો.

દૂર દૂર ઓ મુઆ મોવાલી જાને અહીંથી લેતો જા.
મરીગયા બાપ.

સોદાગર આ, નફ્ટ છે આ, હારી હું તો હારી.
જારેજા, આવીજા, લેતોજા, હાય હાય.
મરીગયા બાપ, મારીગયો થાપ—
ચાલ્ય ચાલ્ય ઓ મીઠી મેના.
કોણ કનાઈ સાચો—અરે—

મોહિની–સહચરીઓ— ૨૫

ઉપવન આજે અનુપમ લાગે બ્હેની
વિવિધ વિવિધ રૂચીર સુંદીર તરૂઓ જોને
કુદરતના બાગે બ્હેની—
લલિત લતા સોહાગે ઝુલતી કદંબ આગે
મદમત્ત નિડર ભ્રમર ગુંજના કુસુમ રાગે—

૨૬

મોહિની—જાઓ પશુ પતિ હું નાર પ્યારી મોહિની
જોગી તમે જટધર અરસિક હું રસ ભોગીની—
મને જાવા દો મહારાજ
શીવ— માનો સુંદરી શીરતાજ
મોહિની—નહીં ત્યાગો સાન ભાન
શીવ— પ્રિયા આપો પ્રેમ દાન
મોહિની—રાખો કાંઇ જ્ઞાન હું છું અજબ મસ્ત યોગીની
સોહીની—



# અંક ત્રીજો.

દાસીઓ— ૨૭

ખમા ખમા રાજદુલારી લાડીલી તમ પર જઇએ વારી
સ્વપ્ન આળ પંપાળ ધારી લાવો ન શકા લેશ નઠારી—
સૌભાગ્ય અખંડ આપનું રહો સકળ મંગળ પ્યારી
હર હર જાપ જપો હૃદયમાં
થાય સહુ સુખકારી—

નારદ—(વિષ્નુ— ૨૮

માયામાં મનડું મેહ્યુંરે પામર પ્રાણી.
પ્રભુમાં ચિત્ત નવ પ્રેર્યુંરે પામર પ્રાણી.
જીવડલા ઉંધે માથે તું નવ માસ ઝુલ્યો.
તે દહાડા હવે ભૂલ્યોરે. પામર પ્રાણી
જનમ્યો છે તું તો ગુણરે ગોવીંદજીના ગાવા.
કયમ લાગ્યો મોહ મચાવારે પામર પ્રાણી—

વૃંદા— ૨૯

મહા ભાગ્ય છે ધન ધન આજે પામી પામી
પ્રિયતમ સજીવન
છે વધાઇ શાંતિ છાઇ સુખકર પ્રિયકર અનૂપ
અવસર આ—

વૃંદા–દાસીઓ–અહા આજ મંગળ દિન વાહવા વારી જાઉં
મનહર નરવર
શીશ નામી તૃપ્તિ પામી. અનહદ અપ્રતિમ ઉમંગ
અંતરમાં
વૃંદા—પ્રિય ચાલો નીજ મંદીરીએ
દાસીઓ—દુઃખ ટાળ્યાં સહુ જગપતિયે
વૃંદા—સુખ મ્હાલો હરનીશ ભૂપતિ
દાસીઓ—રહો અચિંત્ય રૂડાં દંપતી—

માયાસુંદરી— ૩૦

પ્રેમ ક્રીડા નવ કરી, તો જીંદગી મીથ્યા ધરી
પ્રેમ વસ્તુ પરહરી, તો જીંદગી મીથ્યા ધરી.
ચાંદનીમાં બાગમાં, રસીકા રસીક સોહાગમાં
ના રીઝયાં રતિ રાગમાં, તો જીંદગી મીથ્યા ધરી
શરદમાં કે વસંતમાં પ્રીતમ પ્રિયા પર્યંકમાં
ના રમ્યાં લઈ અંકમાં, તો જીંદગી મીથ્યા ધરી
મસ્ત મદ્ય મધુરમાં, ચકચુર મન્મથ શુરમાં
ના ડુબ્યાં રસ પુરમાં, તો જીંદગી મીથ્યા ધરી

મોહિની-સહચરીઓ— ૩૧

નેહા હમાતે હય હમભી. બાળાપનમે.
હોતે હય શયદા કઇ એક ગુલોકે ચમનમે.
બદમસ્તીયાં દીખા કે તક્કા યાર કરતે હય.
આશક હમારે હમપે જાની સાર કરતે હય.
યે ખંજરે અબુકા કભીવાર કરતે હય,
ઘાયલ હમારે નાજકે કંઇ આહભરતે હય.
જબ આતા હે સાંવરીઆ બલાયે લેતે હય.
ફીર સીસક મચલ કે હસી ખુસીસે પ્યાર દેતે હય.

કનાઇ-નવ-સહે-નટ- ⎫
હજુરી— ⎭ ૩૨

કરે નીતિ હરામ તેનું સરે નહીં કામ
અંતે પાપી પરાજય પામે
થયા બહુ એ પાયમાલ ચાલી કુછંદી ચાલ
નથી નભતાં કુકર્મ કોઇ ઠામે
જન્મ દીધો છે જગત પતિએ
રહેવા પવિત્ર હામે
એમ સમજીને સાર કરો સઘળો વહેવાર
થાય શુભ પરમ નેકીના નામે—

ધૂંદા— ૩૩

દીન દાસી છું તમારીરે જીવનહાર
અપરાધી નથી નારીરે જીવનહાર
નાથ મારા હૂં છું નીર અપરાધીરે
અરજ અંતર ધરો મારીરે—જીવનહાર
કીંકરી ઉપર કરૂણા કરશો રે
ચરણ શરણ રહી ધારીરે—જીવનહાર



શ્રી દેશી નાટક સમાજ **જાહેર ખબર** ઠે૦ ભાંગવાડી, થીએટરમાં મુંબ

નીચે છપેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજને મુકામ હોય ત્યાંથી અથવા અમદાવાદ તળપદમાં પ્રસિદ્ધ કર્તા પ મળશે. માટે જેઓ સાહેબને જોઇતાં હોય તેઓએ રોકડી તથી મંગાવી લેવાં. વેલ્યુપેબલ તથા નોટપેડ કાગળ રાખ આવશે નહિ. નીચેના દરેક પુસ્તકો બે આનાની કીંમતે મ

| | | |
|---|---|---|
| ૧ સતી સંયુકતા | ૧૯ શ્રી ભદ્રાયુ | ૩૬ હંસાકુમારી |
| ૨ સંગીત લીલાવતી | ૨૦ સતી દ્રૌપદી | ૩૭ ગુલબ કાવલી |
| ૩ પવિત્ર લીલાવતી | ૨૧ કબીરસાબ | ૩૮ અભયસીંહ |
| ૪ સતી પાર્વતી | ૨૨ શ્રી સન્યાસી | ૩૯ કર્મફળ |
| ૫ અશ્રુમતી | ૨૩ જલામ ટુલાબા | ૪૦ નરસીહ મેહતા |
| ૬ રામ વિયોગ | ૨૪ મદન મંજરી | ૪૧ સગાળશા |
| ૭ મ્યુનીસીપાલ ઇ. | ૨૫ સતી પાદ્મની | ૪૨ કૃષ્ણ સુદામા |
| ૮ ભોજકુમાર | ૨૬ અજીતસિંહ | ૪૩ મહાકવિ કાળીદાસ |
| ૯ સરદારબા | ૨૭ ભગવદ ગીતા | ૪૪ રાજરતન |
| ૧૦ ઉમાદેવડી | ૨૮ કુલીન નાયકા | ૪૫ પ્રહલાદ વિજય |
| ૧૧ વીણાવેલી | ૨૯ સતી દમયંતી | ૪૬ કૌરવ પાંડવ ભા. ૧ |
| ૧૨ વિજયા વિજય | ૩૦ કેસર કીશોર | ૪૭ જાગ પર નતી વૃંદા |
| ૧૩ મદન મંજરી | ૩૧ સુભદ્રા હરણ | ૪૮ કૌરવ પાંડવ ભા. ૨ |
| ૧૪ ઉદયભાણ | ૩૨ ઉર્વશી | ૪૯ લક્ષ્મીનારાયણ |
| ૧૫ મોહની ચંદ્ર | ૩૩ રાંકડ કન્યા | ૫૦ સૌંદર્ય વિજય |
| ૧૬ વિજય કમળા | ૩૪ પવિત્ર લક્ષ્મી | ૫૧ દેવી દેવહુતી |
| ૧૭ ગીતા સુંદરી | ૩૫ કુસુમલતા | ૫૨ મહારાજા અશોક |
| ૧૮ સતી સીતા | | ૫૩ સતી સુલોચના |